Chapter - 4



**પ્રકરણ : ૪**

## ભજનવાણીની સનાતનતા

જેમ કવિતાની સર્વસ્વીકૃત વ્યાખ્યા થઇ શકતી હોત તો એનાં - સ્વરૂપોની વ્યાખ્યામાં ઘણી સરળતા રહેત, તેમ ભજનસ્વરૂપ માટે પણ કોઇ સર્વસ્વીકૃત વ્યાખ્યા મળે તો એના સ્વરૂપગ્રહણ માટે અનુકૂળતા રહે. - "ભજન" શબ્દમાં ધાતુ "ભજ્" છે અને भज नो अर्थ : भज् सेवायाम् : "સેવવું" "આશ્રય લેવો" "શરણ લેવું" એ ઉપરથી ચાલવું એવો છે. આમ भज धातु ઉપરથી "ભજન" શબ્દ બન્યો છે.

"વિષ્ણુનું શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદ-સેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન" આવો ભક્તિનો અર્થ ભાગવતમાં આપ્યો છે.[1] ભજનને વિદ્વાનો "આત્મર્પણનું ગીત" કહે છે.

ભાગવતમાં ગભીર તથા ઊંડા ભાવવાળી "સ્તુતિઓ" અથવા "સ્તોત્રો" મળે છે. "બૃહત્સ્તોત્રરત્નાકર" જેવા સંગ્રહોમાં અનેક ભિન્ન ભિન્ન - કવિ-ભક્તોએ રચેલાં સ્તોત્રો છે. મહાભારત, રામાયણ ને ભાગવતમાં પરબ્રહ્મ સંબંધી જે સ્તવનો છે એ ભજનોથી જુદાં પ્રકારનાં નથી. સંસ્કૃત પુરાણો અને મહાકાવ્યના કાળમાં રચાયેલાં આ સ્તવનોને ભજનોનું - પૂર્વરૂપ ગણી શકાય.

નારાશંસ ગાથા જેવી વૈદિક ગાથાઓમાંથી ભજનની ઉત્પત્તિ થઇ છે. આ ગાથાઓને પ્રાચીન કાળનાં સ્તોત્રો કે ભજનો ગણી શકાય.

ત્યારે ગાથાનું સ્વરૂપ શું છે?

ગાથા એ લૌકિક સાહિત્યનો એક પ્રકાર છે જે કથાનક રૂપનો હોય છે. સૌથી જૂનો ગાથા શબ્દ ઋગ્વેદના ૮:૩૨:૧ સૂકતમાં મળે છે. યજ્ઞ વખતે ગાથા ગાવાનો રિવાજ ઋગ્વેદકાળમાં પ્રચલિત હતો. ગાથા ગાનારાઓને-

---

૧. ભાગવત સ્કંધ ૭. અ. ૫ શ્લોક ૨૪

"ગાથિન્" કહેવામાં આવતા.[2] બૌધ્ધ જાતકોમાં શ્લોકબધ્ધ રચનાઓને "ગાથા" નામથી ઓળખવામાં આવી છે.[3] ગાથા છંદોબધ્ધ રચના છે જેમાં કથાની પ્રધાનતા છે.

હિન્દી સાહિત્યકોશ પ્રમાણે

ગાથા : ગૈ + થન્ + સ્ત્રી પ્રત્યય ટાપ્ : સાધારણ અર્થ ગાથાનો ગાન કે ગીત છે. गायद् गाथं सुतसोमो दुवस्यन् ઋગ્વેદ ૧-૧૬૭-૬

અથર્વવેદમાં "ગાથા" અને "નારાશંસી"નો સાથે ઉલ્લેખ છે.[4]

આમ વૈદિક સૂકતો જે એક "ભજન"નો પ્રકાર ગણાય: ભજનનું મૂળરૂપ શોધતાં સૂકતો સુધી જવું પડે. પ્રાચીન કાળનાં ગાથા ને સ્તોત્રો એ ભજનનું જ પૂર્વરૂપ છે. એના વિકાસનો ક્રમ કંઇક આમ છે:

૧. ———સંસ્કૃત સ્તોત્રો ઉપરાંત દ્રાવિડ સંતોએ બહુ પ્રાચીનકાળથી તામિલ સાહિત્યમાં ભકિતમાર્ગની અસર નીચે સ્તોત્રો રચ્યાં છે. એ વખતની ઉત્તરાપથની મહારાષ્ટ્રી શૌરસેની વગેરે પ્રાકૃત ભાષાઓમાં પણ તે વખતના ઉત્તરાપથના સંતોએ કંઇક ભજનાદિ સાહિત્ય જરૂર ઉત્પન્ન કર્યું હશે. પણ એમાંથી કશું જળવાયું નથી. અપભ્રંશમાં કૃષ્ણભકિતસૂચક જે થોડાં છૂટક મુકતકો મળે છે તે તે કાળના સંતોની જ રચના હોવી જોઇએ. ટૂંકામાં ઇ. સ. ચોથાથી અગિયારમાં શતક સુધી ભકિતના આચારનો, તાત્ત્વિક વિચારનો અને ભકિતમાર્ગના ઉપાસ્ય દેવના ચરિત્ર-અનુશીલનનો લોકમાં પ્રચાર થયો હતો. સ્તોત્ર-સાહિત્યમાં-

---

૨. इन्द्रमिद् गाथिनो बृहदिन्द्रमर्केभिरर्किणः। ઋગ્વેદ ૧:૭:૧.

૩. જુઓ: બટુકનાથ શર્મા, પાલી જાતકાવલી, પૃ: ૯.

૪. જુઓ: અથર્વવેદ
૧૫: ૬: ૧૦ ને
૧૧, ૧૨.

—ભક્તિનો સંયોગ જ્ઞાનનો પ્રકાશ, વૈરાગ્યની તીવ્રતા વગેરે ધાર્મિક — જીવનના અનેક તત્ત્વો બહુ અસરકારક રીતે પ્રકટ થયાં છે."[5] ૫.

૨. ભૂરદાસનાં ભજનો પર સમાલોચના કરતાં વિજયરાય વૈદ્ય કહે છે કે ભજનમાં પ્રભુસાંનિધ્યમાં ભક્તકવિ ખરેખરો તાદેશીજન બની પ્રભુદર્શનને ભક્તિગાનરૂપે અવતારવા મથે છે: તે વાણી ભજન છે.

"ભજનનો રચનાર ભક્તકવિ સ્થૂળને વીંધી, સફળતાથી તેની પાર જઇ, "જડને ચેતનરસ કરી જાણે"છે: ભગવાનના સાંનિધ્યમાં સદાય "અનંત ઓચ્છવ" માણે છે: એ ખરેખરો "તાદેશીજન" બને છે.——તત્ જે પરમાત્મા, તેના સદૃશ આ જીવાત્મા બની જાય છે: અને એ પળોમાં અદ્ભુત સંવેદનને, એ પ્રભુદર્શનને અને તેના મહિમાને, મહિમાની — પ્રોજ્જવલતાના પ્રમાણમાં તો ઓછી અધૂરી, છતાંયે કલાત્મક વાણીમાં અવતારવા તે મથે છે. એવાં મંથનમાંથી જે પ્રાણવંતી પદ્યકૃતિઓ તેને હાથે રચાય તેને જ આપણે "ભજન" કહેવાં જોઇએ."[6] ૬.

૩. "જેમાં દેહ—ભાનની વૃત્તિ પ્રભુમાં લીન થાય, ભજનિક દિવ્ય — આનંદ—મૂર્છા અનુભવે, અને ચૈતન્ય સાથેનો સંબંધ રજૂ કરે તેને "ભજન" કહી શકાય, ભજનમાં દૈહિક ને ઐહિક સુખની માગણી ન આવે. ખરો ભજનિક તો પ્રભુને જ સર્વસ્વ સમર્પણ કરે છે. પ્રભુ એટલે ગોચર—અગોચર બધુંજ વિશ્વ એ બધું જ ભજનિકને મન પોતાનું થાય તો પછી માગવાનું બાકી શું રહે? એ તો પ્રભુને જ પોતાના કરી લેવા ઇચ્છે છે."[7] ૭.

૪. ભજન અને તત્ત્વદર્શન વચ્ચે કશો વિરોધ નથી. આચાર્ય આનંદશંકર ધ્રુવ કહે છે કે ભજન અને દર્શન એ બંને અવિરોધભાસી એમાંની તત્ત્વદૃષ્ટિથી છે.[8] ૮.

---

૫. ડૉ. મંજુલાલ મજમુદાર, "ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો" પૃ: ૪૮૬.
૬. જુઇ અને કેતકી આ. ૧૯૩૯ પૃ. ૨૦૨—૨૦૬.
૭. ડૉ. મંજુલાલ મજમુદાર, એજન પૃ: ૪૮૮.
૮. સરખાવો શ્રી આનંદશંકર ધ્રુવ, "સાહિત્યવિચાર" પૃ: ૪૨૮

ભજનના વિષયોની સવિસ્તર ચર્ચા રાષ્ટ્રીય શાયર મેઘાણીએ કરી છે. એ કહે છે: "ભજનવાણી એકદેશીય નથી. તેમાં નોખા નોખા સંતોની જુદી જુદી વિચારપ્રણાલીનું સમુચ્ચય સ્વરૂપ છે. એ શબ્દોમાં સમષ્ટિના આત્મમંથનો સાકાર બન્યાં છે. મહાવૃક્ષની જુજવી ડાળીઓ. સર્જનહારના સ્તોત્રો, ગુરુ-શરણાગતિનાં અને ગુરુ-પ્રશસ્તિનાં પદો, — ગુરુવિરહ, પ્રભુવિરહના પ્રેમ લક્ષણાત્મક ભક્તિપુકારો, આત્માને ચેતવનારાં ભજનો, મનખાદેહનાં મૂલ્ય દાખવતાં પદો, યોગસાધનાનાં, વૈરાગ્યનાં, બ્રહ્માનંદ મસ્તીનાં, આગમનાં, અવળવાણીનાં એ બધાં એક જ ચૂંદડીના — તાણાવાણા છે. તેમાંથી ઊઠતો વણાટ ભાતીગળ ભક્તિ-ચૂંદડીનો છે."૯.

અહીં સુધી સમર્થ વિદ્વાનોએ ભજનનું જે લક્ષણ બાંધ્યું છે, ભજનિકના ચેતઃસ્વરૂપનું જે આલેખન કર્યું છે, ભજનના વિષયોની જે મીમાંસા કરી છે, એની આપણે ચર્ચા કરી. એ ઉપરથી ભજનનાં લક્ષણો કંઇક આમ બંધાય છે.

ભજન એટલે આત્માના ઊંડાણમાંથી પ્રકટતી ભાવાઈ ભક્તિની અને જ્ઞાનની સ્વસ્થ વાણી છે. એમાં જ્ઞાનનું ભજનિકે કરેલું દર્શન છે, અખંડ ગુરુભક્તિની શ્રધ્ધા છે, ઇશ્વરાનુભૂતિના ઇશારા છે. એમાં ક્યાંક નિરંજન નિરાકાર સ્વરૂપનું વર્ણન છે, ક્યાંક ભવિષ્યનાં એંધાણ આપતી આગમવાણી છે, ક્યાંક મસ્તીથી આનંદે રસમસ્ત આરાધવાણી છે. ઇશ્વરાનુભૂતિના આનંદના કેફથી ભરપૂર "પ્યાલા" સ્વરૂપની ખુમારી છે, ને ક્યાંક જગતની અને માયાનાં બંધનોને સમજાવતી અવળવાણી છે. કેટકેટલા વાદો, પંથો ને સંપ્રદાયોની સિધ્ધાંતમીમાંસા ભજનોમાં કેટલી સહજતાથી, તીવ્રતાથી અનુભવની વાણીમાં નિરૂપાય છે। જેને આત્માનુભવનો રંગ લાગ્યો છે એ ભજન જ સાચું ભજન છે.

---

૯. શ્રી ઝવેરચંદ મેઘાણી "સોરઠી સંતવાણી" પૃ: ૭.
—આવૃત્તિ: ૧૯૪૭.

## નવધા ભક્તિ:

ભક્તિના નવ પ્રકારમાંના કોઇ ને કોઇ પ્રકારનો મહિમા ભજનમાં પ્રકટ થતો હોય છે. ભજનોમાં પ્રભુના શ્રવણ-કીર્તન-સ્મરણ ને સેવાનો ભાવ ગાવામાં આવતો હોય છે, તો ક્યારેક પ્રભુઅર્ચન - વંદન, દાસ્ય ને મૈત્રી-ભાવની ભક્તિ પ્રકટ કરવામાં આવી હોય છે. ક્યારેક આત્મનિવેદન રૂપે પણ ભક્ત ભજનગાન કરતો હોય છે. આમ નવધા - ભક્તિના

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

આ નવ પ્રકાર પર ભજનો રચાયાં છે. ભજન "પરમપ્રેમરૂપા" અને "અમૃતરૂપા" ભક્તિનો મહિમા દ્રઢાવે છે. આવી ભક્તિને ભજન દ્વારા પામીને અમૃતમય થવા ભક્તો ભજનગાન કરે છે.

જેમ ભક્તિનું તત્ત્વ અનુભવગમ્ય છે તો ભજનનું તત્ત્વ પણ - અનુભવગમ્ય છે. એમાંથી મુક્તિની અભીપ્સા ને એનો આનંદ જન્મે છે. મુદિતા એ ભજનનું આવશ્યક લક્ષણ છે. મનની મસ્તી એ ભજનનું સર્વસ્વ છે. આથી જ "વતાણી આનંદ આનંદ લીલા મારી બાયું મુનું રે"——એમ ભક્ત કવિ "કરમણ" કહે છે. ભજનને ભક્તિકાવ્ય કહી શકાય. જેમાં કેવળ શુદ્ધ ભક્તિ હોય એ શુદ્ધ ભજન છે. એમાં ભક્તને કશું વાંછિત નથી. જેમાં કાંઇક પાર્થિવ માગણી હોય એ ભજન મિશ્રપ્રકારનાં ભજનો કહેવાય.

જેમ કવિતામાં સંવેદન હોય, ઊર્મિ હોય, ચિંતન હોય, વિચાર હોય કે એ સર્વનું સંમિશ્રણ હોય, તેમ ભજનમાં ભક્તિનું સંવેદન હોય છે. ઇશ્વરાનુભૂતિજન્ય ઊર્મિ હોય છે, પ્રભુની ને બ્રહ્માંડની લીલાનું નિરૂપણ છે. એમાં આત્મચિંતન ને આત્મદર્શનમાંથી પ્રકટેલી વાણી છે. —

—તત્ત્વદર્શન પણ એમાં છે. આમ સાચું ભજન એ ઉત્કૃષ્ટ તત્ત્વાભિમુખ કવિતા છે.——આથી જ આચાર્ય આનંદશંકર ધ્રુવ કહે છે : "ભજન અને દર્શન વચ્ચે તાત્ત્વિક વિરોધ નથી. ભક્ત જે ભજે છે તે જુવે છે: અને જે જુવે છે એ જ ભજે છે"[10]. કવિતામાં ગુણવત્તાની દૃષ્ટિએ ચડતી ઊતરતી સૌ કોટિની કવિતા હોય છે, તેમ ભજનમાં પણ ઉત્તમ, મધ્યમ ને અવર કોટિનાં ભજનો હોય છે. અર્વાચીન વિવેચકમાં અગ્રણી શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી કહે છે કે:

"કનિષ્ઠ અને ત્યાજ્ય, મધ્યમ અને અત્યાજ્ય,: સાચી કવિતા અને કેવળ પદ્યના મિશ્ર ગુણવાળી: અને સાચી ઊંચી કવિતા એમ સૌ કોટિની કવિતા ભજનમાં આવી શકે. એક પક્ષે સાચી ભક્તિ, જેમાં "ઊંડા-અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇ જા"ની સ્થાયી કારમી આરત હોય, તેના જેવો મહાન કાવ્ય વિષય બીજો એકે નથી, તો બીજે પક્ષે, હૃદયમાં તો એ વિષય જેટલો બીજો કોઇ ખેડાયેલો નહિ, બીજો એકે વિષય એના જેટલો પરિચિત નહીં."[11]

ઉત્તમ ભજનોમાં કવિતાનું શુદ્ધ સ્વરૂપ મૂર્ત થાય છે. એના આકૃતિ અને અંતસ્તત્ત્વને કારણે. આકૃતિમાં ભાષાની વિવિધ ભંગીઓ, ધ્વનિ, લય, સ્વરભાર, કાકુ, શબ્દવિન્યાસ વગેરેનો સમાવેશ થાય છે. જ્યારે અંતસ્તત્ત્વમાં સૌંદર્યલક્ષી મૂલ્યો: aesthetic Values: કલ્પનો, પ્રતીકો, ભાવ અને સ્મૃતિનાં સંવેદનો, વિચાર અને ઊર્મિના આવેગો, બૌદ્ધિક અર્થગ્રહણ વગેરે અમૂર્ત તત્ત્વોનો સમાવેશ કરાય છે.[12]——કવિતા અંગે "અર્વાચીન પાશ્ચાત્ય કાવ્યમીમાંસકોમાં ફ્રેન્ચ કવિવિવેચક "પોલ વાલેરી" માને છે કે કવિતા બે એકસરખા અંતરે આવેલાં અંતિમ બિંદુઓ: extremes: વચ્ચે ગતિ કરતા—

૧૦. ખબરદાર જયંતી સાહિત્યવિચાર પૃ: ૪૨૮

૧૧. વિ. ગ. ત્રિવેદી, "વિવેચના" પૃ: ૨૨૦.

૧૨. સરખાવો: વાલેરીનો કાવ્યવિચાર —"ગ્રંથ", ઓગષ્ટ ૧૯૬૮ પૃ: ૩૫

-પડિયાળના લોલક જેવી છે. એક અંતિમ બિંદુનું નામ છે "આકૃતિ" અને બીજા અંતિમ બિંદુનું નામ છે "અંતસ્તત્ત્વ". ભજનમાં આકૃતિ અને - અંતસ્તત્ત્વનું સમતોલ અને સુંદર સંઘટન છે.

ભજનમાં અંતસ્તત્ત્વમાં ભક્તિ અને સમર્પણનાં તત્ત્વો રહ્યાં છે. "ભજનમાં ભક્તિના પદ તો આવે જ. ભક્તિનો મુખ્ય ભાવ છે-સમર્પણનો. એટલે સમર્પણભાવના પદો ઉપરાંત તત્ત્વજ્ઞાન, જ્ઞાન, વૈરાગ્ય, ત્યાગ વગેરેનાં પદો ભજનમાં આવે, તો ઇષ્ટદેવની કે ઇષ્ટતત્ત્વની સ્તુતિ, વગેરે વિષયનાં પદો કીરતનમાં આવે."૧૩ ભજનનું વિષયવૈવિધ્ય વિપુલ છે.

"એટલે ભજનના વિષયમાં દૈન્ય, સમર્પણ કે શરણાગતિ, શ્રધ્ધા, દોષોની કબૂલાત, ક્ષમાયાચના, અભેદ, અભિનવો આનંદ, જ્ઞાન, ત્યાગ, વૈરાગ્ય, તત્ત્વજ્ઞાન કે અધ્યાત્મ, ગુરુશરણ વગેરેનો સમાવેશ થાય. અને આ બધા ઉપર ભજનો લખાયાં છે અને એના દાખલા જાણીતા છે."૧૪.

ભજનમાં આર્તપોકાર અને આરઝૂ પણ છે: "ભક્તિની ક્ષુબ્ધ આંદોલિત વાણી તે ભજન. ભક્તિની ક્ષુબ્ધતા અકળાઇને વ્યકત થવા વાણીનું વાહન શોધે છે....સીધા જ્ઞાનનું તત્ત્વ અગ્રાહ્ય રહેતું તેથી લોકભજનિકોએ તેને વિવિધ પ્રતીકો ને પ્રતિરૂપોથી વાણીમાં અપનાવ્યું."૧૫.

ભજનમાં પ્રભુના દર્શન-સ્મરણની ઝંખના છે. ભજનો અર્થ જેમ "ભજવું" :To worship : છે, તેમ અભિમુખ થવું :To go : પણ છે. જે વડે પ્રભુપ્રત્યે જઇ શકાય છે, તે ભજન. ભજનમાં ભક્તિ સાથે પ્રપત્તિભાવ હોય છે. એમાં-દેવાનું છે; લેવાનું કશું જ નથી હોતું. પ્રભુપ્રત્યે નિષ્કામ પ્રેમભાવના એ જેમ ભકતની શ્રેષ્ઠ ભાવના છે, તેમ ભજનની પણ છે. કયારેક ભજનમાં ઇશ્વર પ્રાપ્તિના માર્ગોનું સૂચન પણ હોય છે. ભજન જીવનનાં ગૂઢ સત્યોનું-

૧૩. શ્રી ડોલરરાય માંકડ "ગુજરાતી કાવ્યપ્રકારો પૃ: ૧૭૫.
૧૪. શ્રી ડોલરરાય માંકડ એજન પૃ: ૧૭૭.
૧૫. સુધાંશુ - ચર્ચારૂપે.

–રહસ્યદર્શન કરતી વાણી બની રહે છે.

ભજનકર્તા ભજનમાં પરમાત્મા સાથે એકતા શોધે છે. ભજનનો – મુખ્ય વિષય બહુધા પરમાત્માને પામવાની ઝંખના, એના સ્વરૂપનાં દર્શનનો રહ્યો છે. જ્યારે ભક્તની અનુભૂતિ સમર્થ રીતે ભજનવાણીમાં વ્યક્ત થઇ શકતી નથી, ત્યારે ભક્ત રામાયણ, મહાભારત, પુરાણો ને દંતકથાઓ –ના પ્રસંગો, એમનાં પ્રતીકોનો આશ્રય લે છે. આમ ભજન એ ભક્તના – હૃદયભાવનું સંગીત બની રહે છે. પ્રભુને પામવાને કયો રાગ અનુકૂળ થશે એ ભક્ત શોધે છે. જેમ સંગીત ઋતુઋતુનું અને પહોર પહોરનું છે, એમ ભજનના પણ વિવિધ રાગ અને લય છે. સમુચિત સૂર વિના ભજનની ભાવસમાધિ શક્ય થતી નથી. ભજનની રાગરાગિણી વિશિષ્ટ ઢાળ રૂપે રહેલી છે. અમુક ભજન જે તાલમાં ઠેકામાં શોભતાં હોય એ લયમાં જ ગાવામાં – આવે છે. ભાવાવેશમયતા પ્રમાણે ભજનના ઢાળ છે. એટલે "આરાધવાણી" લગભગ મધ્યરાતે ખીલે છે ને "સાવળુ" તો પ્રભાતના ચાર થતાં જ ગાવામાં આવે છે. સાવળુ એટલે છેલ્લા પ્રહરના ગવાતાં ભજનો. આપણાં પ્રભાતિયાં પણ એક પ્રકારનાં ભજનો જ છે. પદ, કીર્તન, પ્રભાતિયામાં જેટલે અંશે ભક્તિભાવની આર્જવભરી સંવેદના હોય તેટલે અંશે એ ભજનસ્વરૂપ છે. આમ ભક્તિ હૃદયની વાણી છે. આત્મવિગલનની ભાવસ્થિતિ સધાતાં ભજન જન્મે છે. ભજન એ રીતે ભક્તિનું વાહન બની રહે છે.

ભજન પદ્યસ્વરૂપ છે. કવિતાનાં બધાં જ લક્ષણો એમાં મૂર્ત થાય છે. છંદ, અલંકાર, શબ્દ–ચમત્કૃતિ, ભાવ, ભાષા અને ધ્વનિ એ સર્વ તત્ત્વો ભજનમાં છે, છતાં ભજનમાં જે નિર્વ્યાજ સરળતા છે તે એની માનવહૃદયને સ્પર્શવાની અપૂર્વ શક્તિને કારણે છે. ભજનમાં જ્ઞાન ભક્તિની અનુભૂતિ સરલ રૂપે સાકાર થાય છે. ભજન કંઠોપકંઠ વહે છે ને જીવે છે, એ એની ગેયતાને કારણે છે. ભજન પ્રાકૃત લોકજીવનનો અધ્યાત્મ વારસો છે. ભજન કાવ્ય રચનાની દૃષ્ટિએ રચાતું નથી, ભક્તની ઇશ્વરાનુભૂતિનો એ આવિષ્કાર છે. ભજનસ્વરૂપમાં –

આત્મતત્ત્વની ખોજ છે. ભજનમાં જ ભક્ત આત્મસમર્પણ સાધે છે. ભજન એ શ્રવણભક્તિ ને સ્મરણભક્તિનું સાધન છે. અનેક સંતો પ્રભુનામસંકીર્તન કરતાં મોક્ષને વર્યા છે. એવાં દૃષ્ટાંતો પુરાણાદિમાં છે. ભક્તની કવિતા સ્વયંભૂ વહે છે, ભજન દ્વારા કાવ્ય કરતાં ભક્તિ જ નિરૂપિત થતી હોય છે. ભક્તો પ્રશિષ્ટ છંદ કરતાં લોક ઢાળને, લોકવાણીના લયોને જ પ્રાધાન્ય આપે છે. ઊર્મિનો સહજ ઉદ્ગાર જે લયમાં પ્રથમ વહ્યો એ લયમાં જ તે પોતાનું ભજન પૂર્ણ કરે છે. છંદઃશાસ્ત્રની ભક્તને જરૂર પડતી નથી. ભજનમાં સહજભાવે પ્રશિષ્ટ છંદોલ્ય આવી જાય એ જુદી વાત છે.

કવિતા લોકહૃદયમાં વસી છે. લોકહૃદયની સરિતા પોતાના પ્રવાહમાં વેગમાં શબ્દને કંડારી, આકાર આપી, ભાવરૂપ સાલિગ્રામ બનાવે છે, ભક્તહૃદય એ ભાવરૂપનું જાણે પૂજન કરે છે. સદ્.સાક્ષરવર્ય રા. વિ. પાઠક લોકધર્મના કવિયોનાં ભજનો જ સાચાં ભજનો ગણે છે. ભજનમાં જે સ્વાનુભૂતિ, તન્મયતા, સંવેદન છે એ કવિતાનો પ્રાણ છે. પ્રાસાદિકતા મધ્યકાલીન ભજનોની વિશિષ્ટતા છે. છતાં એમાંનું ઇશ્વરની ઉપાસનાનું તત્ત્વ તત્ત્વજ્ઞાનનાં શિખરો સિદ્ધ કરે છે. એટલે જ કોઇએ ભજનોને અભેદોર્મિનાં આવિષ્કાર કહ્યાં છે. આમ ઇશ્વરોપાસના ભજનમાં કેન્દ્ર સ્થાને છે.

મધ્યકાલીન ભજનનું પ્રાકટ્ય કવિતાની કલાના નિદર્શન રૂપે નહોતું પણ અનુભૂતિના સ્મરણાનંદ, અને પ્રભુ દર્શનની રટણા માટે જન્મ્યું હતું. એટલે એમાં પ્રભુનામમહિમા, ઉપનિષદાદિની આખ્યાયિકાઓ, રામાયણ, મહાભારત અને પુરાણાદિમાંના કથા પ્રસંગો, ભક્તજીવનના અદ્ભુત પ્રસંગો, સંપ્રદાયાદિક તત્ત્વદર્શન, દૃષ્ટાંતકથાઓ, લૌકિક માન્યતાઓ, ઇ. તત્ત્વો તો સહેજે મળે છે.

ભજનોમાં "સોડહં" તત્ત્વ પર ઘણું લખાયું છે. "સોડહં" શબ્દ વેદજૂનો છે. આ જગતના લીલાવિસ્તારમાં પિંડ-બ્રહ્માંડન્યાયે ભક્ત

પણ "સોઽહં" ભાવ અનુભવે છે ને એ ભાવને ભજનોમાં અનેક જ્ઞાની ભક્તોએ પ્રકટ કર્યો છે. આમ ભજન એ "સોઽહં" નો નાદ ગાતી અલેહોર્મિ બની રહે છે.

"સત્ય શોધવું, આ બ્રહ્માંડને સમજવું, એના ગર્ભમાં, એના ઊંડાણમાં શું તત્ત્વ છે તે પકડવું, એ જ મોટામાં મોટો પુરુષાર્થ છે" [16] આની શોધ એ ભક્તની જીવનખોજ છે, એ શોધમાંથી ઉદ્ભવતી અનુભૂતિ ભજનમાં લયબદ્ધ થાય છે. ભજનોમાં આવું શોધન અંતર્નિગૂઢ હોય છે. ભજનમાં "જૂના પુરાણો પુરુષ" નું પ્રશસ્તિગાન હોય છે. ભજનમાં આધિ-ભૌતિક તથા આધ્યાત્મિક વિષયના નિરૂપણનો ઉદ્દેશ પણ મોક્ષ વિના બીજો કશો જ નથી.

ક્યારેક ભજનમાં જગત પ્રત્યે જન્મતો નિર્વેદ અને પરબ્રહ્મની સત્તાનું ને મહત્તાનું ગાન હોય છે. સાચા ભજનોમાં ઐહિક સુખની માગણી ભક્ત કરતો નથી. એમાં તો ત્યાગ ને વૈરાગ્યની ઝંખના જ બહુધા હોય છે.

"ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના" : નિષ્કુળાનંદ: માં આ વૈરાગ્યની ઝંખના અને "અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ" : નરસિંહ:માં પરબ્રહ્મ-સાક્ષાત્કારની અનુભૂતિ છે. અનેક ભજનોમાં આવા ભાવો મૂર્ત થયા છે. તો "મારો હંસલો નાનો ને દેવળ જૂનું રે થયું" જેવાં ભજનોમાં આત્મસ્વરૂપનું ચિંતન વ્યક્ત થાય છે.

ભજનમાં જ્યાં કેવળ "બ્રહ્મરસ"નું આલેખન હોય છે ત્યાં સભર ભવ્યતા ભરી હોય છે. ક્યારેક આ ભવ્યતાથી ભજનમાં શબ્દાડંબર આવે છે, એથી કેટલાંક ભજનો દુર્બોધ બન્યાં છે. ભજનવાણીની પરિભાષાના પરિચયથી એ દુર્બોધતા હળવી બને છે. એ માટે ભજનનો રસ ગ્રહણ કરવાની, એનો મર્મ સમજવાની દૃષ્ટિ આવશ્યક છે.

---

૧૬. "તત્ત્વાર્થસૂત્ર" વિવેચક પંડિત પ્રજ્ઞાચક્ષુ સુખલાલજી પૃ. ૭૪.

ક્યાં છે!



"ભજનનો એક વિભેદ "આરતી" છે" ૧૭ એટલે જ "ગોરખવાની" માં પ્રથમ જ આરતીરૂપે ભજન છે:

"નાથ નિરંજન આરતી ગાઉં, ગુરુદયાલ આજ્ઞા જે પાઉં"

"કીર્તન" પણ ભજનનો જ પ્રકાર છે. એમાં સામૂહિકતાનો અંશ વિશેષ છે. જ્યારે ભજનમાં વૈયક્તિક સાધના-તત્ત્વ છે. છતાંયે ~~કીર્તન વૈયક્તિક~~, તે કીર્તન વૈયક્તિક, ને ભજન સમૂહ પણ હોય શકે છે.

વૈષ્ણવો ભજન અને કીરતન વચ્ચે ભેદ કરે છે. ભજવાનો ભાવ હોય તે ભજન ને સ્તુવવાનો ભાવ હોય તે કીરતન. ભજનના પેટામાં ભજન, ચૈત્યવંદન, સ્નાત્રપૂજા, જ્ઞાન, વૈરાગ્ય, ત્યાગ, સમર્પણ...વગેરેનો સમાવેશ કરું છું. કીરતન નીચે ગરબી - ગરબા - રાસ - રાસડા : જેમાં કોઇપણ પ્રકારનો સ્તવનનો ભાવ હોય તેવા: થાળ, શણગાર, આરતિ વગેરેનાં પદોનો સમાવેશ કરાય છે.[18] પદોનો વિષય જ્યારે અધ્યાત્મ હોય ત્યારે તે ભજન કહેવાય છે. સદ્.શ્રી રામનારાયણ પાઠક કહે છે કે અધ્યાત્મનો હું વિશાળ અર્થ કરું છું. તેમાં નીતિ, યોગ, મોક્ષ વૈરાગ્ય વગેરે અનેક વિષયોનો હું સમાવેશ કરું છું" અહીં શ્રી રા. વિ.પાઠકને મતે ભજન એ પદનો જ પ્રકાર છે. એ જ રીતે ધોળ ને કીર્તન પણ પદના જ પ્રકારો છે. ભક્ત સમાજમાં ગવાતાં પદ, કીર્તન, ધોળ, પ્રભાતિયાં, આરતી એ ભજનના જ પ્રકારો હતા, કારણ એમાં ભક્તિતત્ત્વપ્રધાન છે. પદનો સામાન્ય અર્થ પગલું માંડવું એ છે. પદ-કીર્તનમાં સાંપ્રદાયિક અસર હોય છે. બંગાળમાં કીર્તન, ધોળ સૌરાષ્ટ્રમાં અને પદ ઉત્તર-પશ્ચિમ ભારતમાં વિશેષ વપરાય છે.

અધ્યાત્મવાદી ભજનોનું સ્વરૂપ ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરે સુંદર રીતે દર્શાવ્યું છે:

---

૧૭. જુઓ: હિન્દી સાહિત્યકોશ પૃ. ૫૩૩.

૧૮. સરખાવો શ્રી ડોલરરાય માંકડ એજન.

"The poetry of mysticism might be defined on the one hand as a temperamental reaction to the vision of reality: On the other, as a form of prophecy. As it is the special vocation of the mystical consciousness to mediate between two orders, going out in loving adoration towards God and coming home to tell the secrets of Eternity to other men; so the artistic self expression of this consciousness has also a double character." [19]

ભજન એ રહસ્યમયી પદાવલી છે. એમાં બ્રહ્મમાયાનાં રહસ્યોનું ઉદ્ઘાટન છે.

ભજનની પ્રથમ પંક્તિનો બહુ જોર હોય છે. એને ટેક તરીકે સ્થાપીને ભજનિકોએ એ પ્રથમ પંક્તિને અતિ સામર્થ્યવતી ~~પ્રાણવાળી~~ બનાવી છે. હૈયાસોંસરી ઊતરી જાય એવી ટેક પંક્તિઓ ભજનવાણીની પ્રથમ અને અદ્વિતીય સિદ્ધિ છે. ભજનમાં પણ ઘણે ભાગે ટેક હોય છે.... આપણાં ભજનો માત્ર માર્દવવાળાં નથી, તેમાં એક પ્રકારનું સમર્પણનું, જગત ઉપર વિજય મેળવ--વાનું, હીન માનવ નબળાઇઓ તરફ તિરસ્કારનું, વીરત્વ અને પ્રકોપનું તત્ત્વ પણ છે, અને તેને લીધે ભજનોની ટેક ઘણીવાર જબરી ચોટવાળી બની આવે છે.[૨૦] ઊર્મિકાવ્યનું મુખ્ય લક્ષણ પ્રેર્ટે ઊર્મિ ભજનમાં પણ પ્રધાન છે.

"નરસિંહ મહેતાનાં રાસલીલાનાં, કૃષ્ણભક્તિનાં અને તત્ત્વચિંતનનાં કાવ્યોમાંથી ઘણાં લિરિકો મળી આવશે. એવું જ મીરાંનાં પદોમાં અને તે પછી આજ સુધીમાં લખાતાં આવતાં ભક્તિદોરનાં કાવ્યોમાં પણ લિરિકો જડી આવશે. એટલે વધારેમાં વધારે લિરિક તે ભજનોમાં તથા પદોમાં, પછી સૉનેટ, રાસ, ગરબામાં, અને પછી ઊતરતે ઊતરતે ગઝલોમાં, મળી આવે..... લિરિકમાં ઊર્મિ હોય જ.....

૧૯. જુઓ. શ્રી રવીન્દ્રનાથ ટાગોર "વન હન્ડ્રેડ પોએમ્સ ઓફ કબીર" પૃ. ૨૦.
૨૦. સરખાવો શ્રી રા. વિ. પાઠક "અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો"

.... ત્યારે ગુજરાતી કાવ્ય સાહિત્યમાં લિરિક કોને કહેવાં? એમાં આંતર સંગીત અને છંદ માધુર્યનાનો મેળ તો મળી રહેશે. પણ લાગણીનાં આવેશનો વધારેમાં વધારે ઊભરો, ઇમોશનની વ્હાઇટ હીટ, સંવેદનાની દઝાડે એવી અનઝાડ, રસની મદીલી છોળ, રસરેલની મસ્તી, અને ભરતીનો ઉપાડ, અર્થસૂચક વિસ્તાર અને આખરનો મર્મભર્યો સાર, એ જે આપણે ચર્ચી તપાસી ગયા એ માપદંડથી કસોટતાં જે કાવ્ય પાર ઊતરે તે લિરિક."[21]

આમ ભજન એ ઊર્મિકાવ્ય કે લિરિક છે. એમાં લિરિકના ઘણા અંશો સહજ રીતે આવિષ્કાર પામે છે.

"નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો" — : નરસિંહ: કે
"બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે" — : નરસિંહ: કે
"નાચુંગી મૈં તો ગિરધર આગે નાચુંગી" કે
મેરે તો ગિરિધર ગોપાલ" — : મીરાં :

આ નરસિંહ – મીરાંનાં આ ભજન-પદો સાચા અર્થમાં નખશિખ લિરિક-જાતિમાં બેસી શકે એવાં છે. ભજનમાં લિરિકનાં લક્ષણો મળી રહે છે:

"લિરિક યુરોપીય, એથી એમનાં તત્ત્વો આપણે ત્યાં એમ કહી શકાય નહિ. એન્સાઇક્લોપિડિયા — વાળો કેશ કહે છે, મંજુલાલ પણ કહે છે, લાગણીના ઊભરા તો ચારે કોર સદા કાળ ઊભરાતા જ — આવ્યા છે, અને કાવ્યો લખાતાં રહ્યાં છે. લિરિકનાં લક્ષણોમાં તર્ક અને બુદ્ધિનો અંશ પણ ન રહે એ રીતે લાગણીનો ધોધ વહે, એ યાદ રાખીએ તો મીરાંનાં ભજનોમાં તીવ્ર ઉશ્કેરાયેલી લાગણી જોવા મળશે. ઘણાં એવાં પદો ગુજરાતીમાં છે જે અભાનાવસ્થામાં યા કેવળ અંતર ચેતનાની સભાનાવસ્થામાં સ્ફુર્યાં અને લખાયાં છે. ઈશ્વરની આરાધના કરતાં જાતને ખોઈ, ભાન ભૂલી, ઈશ્વરસ્મરણમાં તન્મય થઇ પદો લલકારાયાં છે".[22]

૨૧. શ્રી ચંદ્રવદન મહેતા "લિરિક અને લગરિક" પૃ.–૨૧.

૨૨. સરખાવો : શ્રી ચંદ્રવદન મહેતા એજન.

છતાં પણ યાદ રાખવાનું છે કે સર્વ ભજનસાહિત્યનો અભ્યાસ કરતા જણાય છે કે "બધાં જ ભજન લિરિક ન હોઇ શકે"

ભકતની સ્થિતિ "મૂંગાના ગોળ કે સ્વપ્ન જેવી" છે. આવી - સ્થિતિમાં સહજભાવે સ્વાનુભવની અભિવ્યકિત કરતા ઊર્મિનો ઉદ્રેક ઉત્તમ માધ્યમ બની જાય તેને ભજન કહી શકાય. ભજનમાં ભકતનું - આત્મલક્ષીપણું સર્વજનસંવેદ્ય હોઇ સર્વનો સ્વાનુભૂત ભાવ બની રહે છે.

આપણા મોટાભાગના ભજનો આત્મલક્ષી છે. ચોટ લગી, લગની લગી, મહીયલો જાગ્યો, અંતરાત્મા મોર્યો, જાત ખોઇ - અંતરસમાધિમાં ઊતર્યાં, પ્રભુજીનો દર્શન પાયો, એવો અનુભવ કે આભાસ થઇ રહ્યો, અને એ વાણીમાં ન કહ્યું જાય..... એ ઘટના તો કવિએ પોતે જ અનુભવી અને કહી, એને આત્મલક્ષી યા સ્વાનુભવની જ કૃતિ કહેવી રહેશે. એટલે જેમ લિરિકમાં વધારેમાં વધારે લાગણીનું વ્યકત થવું જોવા - મળે છે, તેમ ભજનમાં પણ મળશે.[23] આમ ભજન પણ લિરિક-ઊર્મિગીત બની રહે છે.

ભજનમાં આત્મલક્ષી અને પરલક્ષીપણાની ભેદરેખાઓ દોરવી ઘણી વાર મુશ્કેલ થઇ પડે છે. એટલે આરત થી અનુભૂતિ સુધીના અભિવ્યકિતના ભિન્ન ભિન્ન સંકુલ સોપાનો પૃથક્કરણ કરતાં સાંપડી શકે છે. અનુભવ અને દર્શન એ બેનો સંયોગ ભજનવાણીમાં છે. એ દૃષ્ટિએ આત્મલક્ષી - ભજનોમાં આત્માનુભવ છે તે સર્વાનુભવગમ્ય બને એવું પરમદર્શન હોય છે. આમ ભજનનો આત્મા એ ભકતનું અનુભૂતિમય દર્શન છે. શબ્દના દેહમાં કેટલી ચેતના છે એ માણવું હોય તો આપણે ભજનો ગાવાં જોઇએ. શબ્દના માધ્યમ દ્વારા નાદની ઉપાસના કેટલી તીવ્રતમ બની શકે એનો અનુભવ ભજનની ઝૂકમાં થાય છે:

---

૨૩. સરખાવો: શ્રી ચંદ્રવદન મહેતા ભજન. પૃ-૨૮

"અને બાપજી ભજન વિના મારી ભૂખ ન ભાંગે ને
સમરણ વિના તલપ ન જાય"—હરજી ભાટી

---

ભજન એ પદ હોવાથી ગેય-સ્વરૂપ છે. એને ગાતાં ને માણતાં ભજન-મંડળોમાં આપણે ફરીએ તો એની શબ્દાવલી ભાવાર્થને નાદશક્તિમાં સંમીલિત કરતી જણાશે. ભજનનો પ્રત્યેક શબ્દ સાચા ભજનિકને તો – પરમાત્મારૂપે, પરમબ્રહ્મરૂપે ભાસે છે એટલે ભજનની શબ્દશક્તિ એને મન ગમે તેટલી અટપટી ને દુર્બોધ હોય તો પણ એનું અંત: કરણ પ્રભુને પ્રત્યક્ષ કલ્પીને ભાવાર્દ્ર બની જાય છે. એક અભણ અક્ષરજ્ઞાન વિનાના ભજનિકને કશું દુર્બોધ નથી લાગતું. ભજનનો પ્રત્યેક શબ્દ ભલેને દુર્બોધ હોય પણ ગવાતાં ભજનની હલક – નાદ – એના હૈયાની સરગમને અનુભૂતિની ચેતનાથી સ્પંદિત કરી દે છે. નાદશક્તિ જે ભજન દ્વારા પ્રભુના સ્વરૂપનું : નિર્ગુણ કે સગુણ : દર્શન કરાવે એને ભજનિકો સાચા ભજનનું ધ્યેય માને છે. આ રીતે ભાવ, શબ્દ કે પ્રતીકાર્થો ભજનના પાઠ્યસ્વરૂપમાં ભલે તેટલા દુર્બોધ હોય તો પણ એ ભજનો ગવાય ત્યારે દુર્બોધ લાગતા નથી. ભજનિકોની દુનિયામાં એક પણ ભજન દુર્બોધ ગણાતું નથી. પરમ તત્ત્વ પરની શ્રદ્ધા અનુભૂતિ, એની અભિવ્યક્તિ અને ગાન એ ભજનનું પ્રાણતત્ત્વ. એમ અભણ ભજનિકો પણ સહજભાવે માનતા હોય છે. સાચા ભજનિકને મન તો ભજનલક્ષ્ય એક જ છે ને તે પરમસ્વરૂપ—પરમાત્માનું દર્શન. "ગુંજન ચિર ને પિંજર ફાની" એમ કહેવામાં "ગાન એ જ અલખની અસાન નાદમયી કલિકા છે" કહેવામાં આવી છે. આમ ભજન એ ગાનરૂપ નાદમયી અભેદકણિકા છે. એની – શ્રુતિના ચમકારા એકતારાઓમાં જ અનુભવી શકાય છે; એકતારાઓમાં જ ભજનનું ભાવપ્રાકટ્ય પૂરેપૂરું શક્ય બને છે. પ્રસિદ્ધ ભજનકવિ શ્રી દેશળજી – પરમાર કહે છે: "ભજનવાણીના સ્ફોટમર્મ એના લયવિલયમાં રહ્યા છે, અને તેથી જેઓ ભજનને માત્ર આજની કવિતા પેઠે મનમાં કે મુખથી–

—વાંચી જશે તેમને ભજનનું લોકોત્તર ભાવપ્રાગટ્ય કદાપિ પૂરેપૂરું થવાનું નથી"૨૩ અહીં ભજન એ અલક્ષ્યનું ગાન કે અલખગાન છે, અને "અલખ નિરંજન સ્વરૂપ- વાણીથી પર છે. પરંતુ જે વાણી એ સ્વરૂપને લખ અને સાકાર કરે તે – ભજનવાણી છે; અને જે શબ્દ મંત્રપૂત બની આત્મરૂપના રહસ્યને છતું કરે તે ભજનવાણીનો "શબ્દ" છે. આમ ભજનવાણી કવિતાથી યે ઊંચા અર્થમાં "આત્મનઃ કલા" છે; અને જે આત્માની કલા છે તે ઓજસ્વતી જીવનકલા તો હોય જ. એટલે ભજનની વાણી ભક્તને મન આભિજાત્યનો વિલાસ હોતી નથી."૨૪.

આમ ભજન અલક્ષ્ય એવા નિરંજનના સ્વરૂપને વર્ણવવા કે પામવા માટેનું ગાન છે. આ ભજનમાં મનુષ્યના અંતરનું અને વિશ્વાત્માનું ગાન દ્વારા અનુસંધાન છે. આથી જ ભજનની એક વ્યાખ્યા આવી પણ કરવામાં આવી છે: – "વિશ્વાત્મા સાથે મનુષ્યના અંતરનું આ ગાન દ્વારા અનુસંધાન એ ભજન."૨૫. અને આ ગાન પણ ભક્તહૃદયનું સહજ ગાન છે, આ રીતે ભક્તના આત્મામાંથી એ પ્રકટ થયું હોવાથી ભજન "આત્મગાન"છે; અને લોકહૃદયમાંથી એ પ્રકટેલું હોવાથી લોકગાન છે. ~~તરીકે ભજનનો મહિમા થયો છે.~~ આથી ભજનને – લોકગાન–આત્મગાન કહ્યું છે.૨૬. આવી ભજનવાણી આતમરામી કવિના દર્શન જેવી હોવાથી "સાક્ષાત્ આત્મશ્રી" છે.

---

૨૩. દે. પ. 'રામસાગર' —— પ્રસ્તાવના પૃ. ૩૩.
૨૪. " " પૃ. ૩૬.
૨૫. મકરંદ દવે : "સંસ્કૃતિ" માર્ચ ૧૯૬૮ પૃ: ૧૧૭.
૨૬. "ભજન એ પિંગળરીતિની માત્રામેળ કે અક્ષરમેળ કવિતા નથી, અને નથી શાસ્ત્રીય સંગીત. એ છે લોકગાન–આત્મગાન: જેમાં પ્રબળ સ્વરના – લય અને લલકાર છે; જેમાં મેઘગર્જન જેવા આરોહ અવરોહના ગડગડાટ અને થડથડાટ છે: જેના હૃદયની વાણી નાભિમાંથી આકાર લઈ અલખ સ્વરશ્રેણીઓમાં રસળતી, ઊંચી ચડતી ને ઊતરતી પડતી... અચાનક પાછી નાભિમાં અલોપ થાય છે."—— દે. પ. "રામસાગર"–
–પ્રસ્તાવના પૃ: ૩૩

આત્મદર્શી ભજનિક જાણે એના સમસ્ત અંતરની, ચેતનાની કેડીએ કેડી ખૂંદી વળે છે: "આ સહજ ગાન પછી ભાવિક પથિકને અંતરયાત્રામાં પ્રેરતું રહે છે. છેક વૈદિક ઋષિથી માંડી આપણો ગામડા ગામનો ભગત આવાં ભજનો ઉલટથી ગાતો આવ્યો છે. અને પુરાણો ભાગવતો કે આજના ભજનિકોની મંડળીમાં ગવાતાં ઝિલાતાં આ ભજનો અખંડ ધરતી ખૂંદી વળે છે." ૨૭. આમ ભજનો ગવાતાં ગવાતાં કંઠોપકંઠ વહ્યાં છે અને એ રીતે ભારતના પ્રાંતેપ્રાંતની ભજનવાણી જૂની લાગતી નથી. જાણે કાલે સવારે જ એ ભજનો લખાયેલાં ન હોય એમ લાગે છે: "અને સંતોએ આવી પેરી પેરીને ઘર ઘર ઝૂકી પડતી પ્રેમઘટા વરસાવવામાં બાકી નથી રાખી. આવાં ભજનોની તેમણે ઝૂક બોલાવી છે. આ સંસારની ભંગુર વાડીમાં એમણે અમરભોમના આંબા વાવવામાં પાછું વાળી જોયું નથી" ૨૮.

"આંબો અમર છે રે, આંબો કો"ક ભોમને ભાવે રે:
કો"ક ભોમને ભાવે રે, ઉનકા જનમ સુધરી જાવે રે."

આંબાનું આ બીજક ભજન કેવું ભક્તિમય છે!

"અમર ઘેરથી ઘડો મંગાવો હેતેથી હેલ્યું ભરાવો.
નૂરત સૂરત દોનું રાખો પાણીઆરી, પ્રેમથી પીવરાવો."

અહીં ભજનનું ભાવતત્ત્વ કેવું ભાતીગળ છે એનો ખ્યાલ આવે છે. અમર કુંભનું સિંચન ને નૂરતા-સૂરતા એટલે કે પરમ જ્યોતિની એકલીનતાની પાણીઆરીઓ એની સીંચણહારી-એમ આંબો ઉછરે ને એની ફલશ્રુતિ-રૂપે "હાકેમના હજૂરી" થઇ રહેવાનું અહોભાગ્ય સાંપડે.

ભજનસાહિત્યે ભારતીય આધ્યાત્મિક જીવનને અખિલાઇપૂર્વક પચાવી લીધું છે. ભજન એ ભારતની આધ્યાત્મિક સંસ્કૃતિનું જીવંત પુષ્પ છે.

---

૨૭. શ્રી મકરંદ દવે "સંસ્કૃતિ" માર્ચ ૧૯૬૮ પૃ. ૧૧૭.
૨૮. " " " " "

-એનું તત્ત્વજ્ઞાન અનેકવિધશાખા પ્રશાખાઓથી સભર છે. એમાંની જીવન-દૃષ્ટિમાં અનેક પંથોનું સભર-છ મીલન છે. એમાંની પ્રાંત પ્રાંતની ભાષા બોલીના ચલણી સિક્કા જેવા શબ્દો ભાષાની ધાર્મિકતા અને સામર્થ્ય પ્રકટ કરે છે. ભજનો તો મધ્યકાળમાં પુરાણો, વેદો, ઉપનિષદો અને સમસ્ત ભારતીય તત્ત્વદર્શનના નિચોડ રૂપ છે.

"નહીં રે મેરુ ને નહીં મેદિની, નહોતા જે"દી ધરતી આકાશ રે:
ચાંદો ને સૂરજ જે"દી હોય નહોતા, તે"દી મારો ધણી આપોઆપ રે:
પીરને પોકારે મુંજા ભાવરા જી." ---જેસલ-તોરલ.

ધરણીનો પહેલો ધરમજ જૂનો રે:
તેદી" ચાંદો સૂરજ હોતું નહીં, પણ પવન, પાણી, આકાશ નહીં:
તેદી" નિરંજન નિરાકાર હતા હાં........ માર્કંડ ઋષિ

-----આવી રત્નકણિકાઓ જેવી ભજનપંક્તિઓથી આધ્યાત્મ પુરુષની છબિ અને કૃતિ અહીં પ્રકટ બની છે. ભજન એ હૃદયલોમનો આર્ત પુકાર છે. એમાં આર્જવ છે, આરાધના છે, અને એ પછી અધ્યાત્મ પુરુષ સાથેનું -અનુસંધાન છે. અનુભૂતિનું પોત વાણીથી પટ્ટ બનીને ભજનરૂપે વહે છે ત્યારે શબ્દ એ અર્થદ્યોતક દૂત નથી બનતો પણ મંત્ર બને છે. આથી એ ભજનને વ્હોરવા અઢાર વરણ આવે છે:

"અઢારે વરણ જેને વ્હોરવાને આવે" --નરસિંહ

"રામ સુમર, રામ સુમર, રામ સુમર ભાઈ !
રામ નામ સુમરન બિન બૂડત ભવમાંહી ! --કબીર.

રામનામની રટણા કે કૃષ્ણના કીર્તનો એ મધ્યકાલીન ભક્તિમાર્ગના સૂરો છે. તો એના મૂળ શોધનારને કદાચ વેદમાંયે ભક્તિના તત્ત્વોનું દર્શન થાય. વેદમાં ઇન્દ્રની સ્તુતિ જુઓ. એ મધ્યકાલીન ભક્તિ-કાવ્ય સમી નથી લાગતી?

त्रातारमिन्द्रमवितारमिन्द्रं
हवेहवे सुहवं शूरमिन्द्रम् ।
ह्वयामि शक्रं पुरुहूतमिन्द्रं
स्वस्ति नो मघवा धात्विन्द्रः ॥

ऋ०वेद: ૬।૪૭।૧૧, સામ ૩૩૩
અથર્વ ૭।૮૬।૧, શુક્લ ય. ૨૦।૫૦

ત્રાતા ઈંદ્રને, અવતારી ઈંદ્રને, વારંવાર આવાહન અપાતા શૂર ઈંદ્રને હું આવાહન આપું છું. પરમ ઉદાર ઈંદ્ર અમારું કલ્યાણ કરો.

આ વૈદિક ભજન ટાંકી બંગાળના વિદ્વાન સંશોધક ડૉ.- અવિનાશચંદ્ર બોઝ ભજનનો વિકાસ કેટલો જૂનો છે એ દર્શાવવા માગે છે.

"ભજ ગોવિંદ" એમ ઉચ્ચારણ કરતાં શબ્દો વૈદિક ઈંદ્રનું જ વૈષ્ણવ સ્વરૂપ ગોવિંદ બને છે. એની પ્રતીતિ ભક્તિમાર્ગના વિકાસમાં નોંધનીય છે. અને પછી તો ભજનમાંનાં વારંવાર આવતાં પાત્રપ્રતીકો જેવાં કે રામ, કૃષ્ણ, રાધા, ગોપી, વિષ્ણુ, ગોપાલનાં નામો અનેક પૌરાણિક સંદર્ભોમાં ભજનમાં ગૂંથાયાં છે.

પ્રેમ, પરમાત્મપ્રેમ જ અમૃતત્વનું સાધન છે. કારણ પ્રેમમાં આત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. અમૃતત્વ એ આત્માનો નિત્યસિધ્ધ સ્વભાવ છે એનો અનુભવ કરવો એ જ અમૃતત્વની દશા છે. આ દશા - જ્ઞાનસાધ્ય છે, ક્રિયાસાધ્ય નથી. આત્માનો સાક્ષાત્કાર ભજનમાં ભજનિક કરે છે. આ રીતે નિરંજન સ્વરૂપની ઉપાસના કરતાં કરતાં આત્મ-સાક્ષાત્કારની ઝાંખી કરતો હરજી ભાટી ગાય છે:

"ગુણ વખાણું અતિ ભારી અલક રા, ગુણ વખાણું અતિ ભારી રે:
સંકટ કાપો, સ્હાય માગું, નકલંક નામ જ ધારી"

આ સાવળ રામદેપીરને અનુલક્ષીને લખાયલી છે.

ભજનમાં સંત ને ગુરુમહિમા અપાર છે એને માટે મીરાં કહે છે:

મારગમેં તારણ મિલે, સંત રામ દોઇ
સંત સદા શીશ ઉપર, રામ હૃદય હોઇ ।।

ભાગવતની સંતસાધુ મહિમાની વિચારધારા મધ્યકાલીન ભજનપરંપરામાં ઓતપ્રોત બની છે:

तितिक्षवः कारुणिकाः सुहृदः सर्वदेहिनाम् ।
अजातशत्रवः शान्ताः साधवः साधुभूषणाः ।।

—ભાગવત, કપિલ —દેવહૂતિસંવાદ

" શીલવંત સાધુને વારે વારે નમીએ
જેના બદલે નહીં વ્રતમાન રે." – ગંગાસતી

"સતસંગનો રસ ચાખ, પ્રાણી તું તો, રામ હૃદેમાં રાખ"—દયારામ

"સન્તન સંગ બૈઠિ બૈઠિ લોક લાજ ખોઇ " — મીરાં.

અહં નું વિગલન થતાં ભજનમાં જીવ–ઈશ્વરનો અભેદ અનુભવાતાં પરમ સૌંદર્યની ઝાંખી થાય છે. ત્યારે "મધુ વાતા ઋતાયતે મધુ ક્ષરન્તિ સિન્ધવઃ"નો ભાવ જન્મે છે. ભજનની ભાવસૃષ્ટિ મંગલ–મધુ–દર્શી છે. એ સૃષ્ટિમાં સઘળું રાગ દ્વેષ, વેર, ઝેર, વિરહ, પ્રેમ, એમ સારું–નરસું બધું – માંગલ્યમય બની જાય છે, ત્યારે અંદર બહાર બધે મધુરતાનું દર્શન થાય છે, જીવનમાં માધુર્ય સિવાય કશાનો અનુભવ થતો નથી. પુષ્ટિમાર્ગનું "મધુરાષ્ટક" આનું સાક્ષી છે, અને બીજાં અનેક ભજનોમાં પણ આની પ્રતીતિ મળી રહે છે. એટલે જ ભજનનો આનંદ કેવળ કવિતાના આનંદની માફક "બ્રહ્માનંદસહોદર" નહિ જ પણ સ્વયં બ્રહ્માનંદ બની જાય છે. ભજનિકોને મન ભજન એ બ્રહ્માનંદસહોદરરૂપ બ્રહ્માનંદમય છે. બ્રહ્માનંદની આ વ્યાખ્યા જુઓ:

ब्रह्मानंदरसादनन्तगुणितो रम्यो रसो वैष्णवः ।
तस्मात् कोटिगुणोज्ज्वलमधुरः श्री गोकुलेन्द्रो रसः ।।

———સ્વાયંભુવઆગમ

બૌધ્ધધર્મની મૂળભાવના જ્ઞાન-વૈરાગ્ય પ્રધાન તથા નિવૃત્તિ-મૂલક હતી. એ ભાવના ભજનોમાં અનેક સ્થળે જુદાં જુદાં સ્વરૂપે છે એટલે એમાં કેટલાંક ભજનો નિર્વેદ-વાણી જેવાં પણ લાગશે. "સર્વદુઃખં, સર્વ ક્ષણિકં, સર્વ ક્ષણિકં, સર્વ મિથ્યા"ની ભાવના વ્યક્ત કરતાં ભજનો પણ આપણે ત્યાં છે.

"પાપ તારું પરકાશ જાડેજા ધરમ તારો સંભાળ"—જેસલ તોરલ ——અને પછી નિર્વેદની ગરૂચા જેવી જેસલની પ્રશ્ચાત્તાપ વ્યક્ત કરતી ભજનવાણી આપણા હૈયાને આર્દ્ર બનાવે છે.

આમ જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ, પ્રાર્થનામાં પદો એ ભજનના નામથી ઓળખી શકાય તેવી રચનાઓ છે. ભક્તોનાં જીવન વ્યક્ત કરતાં આપણા મધ્યકાલીન આખ્યાનો ને કેટલીક ગરબીઓ પણ ભક્તિના ચિંતનથી સભર છે. એ દૃષ્ટિએ કેટલાંક જૂનાં કથાભજનો ભજનસાહિત્યમાં એક સવિસ્તર અધ્યયન બની રહે એટલાં ખેડાયાં છે. એમાં ગોપીચંદ, ભરથરી, ગોરખનાથ, મછંદરનાથ ના જીવનપ્રસંગો પણ ભજનકથાના વિષયરૂપ બન્યા છે.

"ઉજેણ તો નગરીનાં રાજા બેસણાં, ધારાનગરીમાં રાજ જી,
તેડાવો જોશી ને જોવરાવો ટીપણાં, જોવરાવો બાલુડાના જોશ જી.

ભર્તૃહરીનું આ કથાભજન જુઓ કે ગોપીચંદનું આ કથાભજન જુઓ:

"ભૂલ્યો રે ભૂલ્યો રાજા સત રે ગોપીચંદ, પિયુ પરદેશ ન જાના જી."
સાત સેં પરણ્યો રાજા, નવસેં કુંવારી ને તેના નિસાસા તમને લાગશે જી.
જે રે જોગીડે તારી મુંડ મુંડી હશે ને સોય-જોગીડા મરી જાજ્યો જી"

આમાં અભિશાપ સાથે તીવ્ર વૈરાગ્યની ભાવના અને સંસારની ભોગવાસનાનો તિરસ્કાર ઘડીભર માણસને નિર્વેદ જ-માવે છે ને સંસારની અસારતાનું ભાન કરાવે છે.[૨૮] ~~૨૯.~~

૨૯. "વૈરાગ્યની રંગતમાં રંગાયા પહેલાં ભરથરી-પિંગલાનો એ મસ્ત-ભોગશૃંગાર: બાણું લાખ માળવાના એ રાજસ્વામીની એ રસિક રતિરમણાનો નિત્ય અભિનવ એવો મધુર ગુંજાર: પ્રમદા અને વલ્લભા, એક ઠાણિયા સાથેની— ખાંગાળાની

"મુને હારે રે લેતો જા રાજા ભરથરી ।
કે"ભુલાં માનોને મા"રાજ, કે"ભુલાં માનો દીનાનાથ, મુને.
દીપને ઝોલો લાગ્યો પવનનો, નરને ઝોલો લાગ્યો નાર" રે:
સંતને ઝોલો લાગ્યો શબ્દનો, મૂરખને ઝોલો લાગ્યો રેન રે."

— ભરથરીના ભજનમાંથી

આ પિંગલાની આર્જવભરી અનુ-વિનંતીઓથી પણ રાજા નિષ્કંપ છે. ત્યારે વળી રાજમાતા ને બહેનની સ્થિતિ કેવી છે?

"માતાજી ઊભાં પગને પેંગડે, બેની ઝાલે ઘોડાની વાઘ રે,
પીંગલાવતી ખોળા પાથરે મે"રું કરોને મા"રાજ રે મુ ને."
ઘડીક વિલંબો આપણા શે"રમાં ભોજન બનાવું કંસાર: ત્યારે—
"તારા રે ભોજનને રાણી ઢીલ ઘણી,
સંઘ મારો હાલ્યો રે કેદાર... મુને."

કહેનાર રાજા પ્રથમ દૃષ્ટિએ નિષ્ઠુર આપણને લાગે છે: પણ ત્યાગ — વૈરાગ્યની અચલ સ્થિતિનું દર્શન પણ આ ભજન કરાવે છે. અને એમાં વેદના, વિલાપ ને જીવનનો નિર્વેદ કેવો સજીવ બને છે ।

---

—કામકલા ને રતિલોલુપ પતિ સાથેનો છૂપો પ્રણય-ઉચ્છેદ, ને અંતે — પ્રણય-પલ્લવિત એ ભોગ-તરુવરનો બેનકાના પ્રકાંડ ઝંઝામાં નાશ: એ પછી ત્યાગ-વૈરાગ્યની ભગવી-કાષાયકંથાનું એ રાજર્ષિનું પરિધાન: કામિની-માનિનીને "મૈયા" કહી તેની પાસેથી એક "બટકું"અન્નટૂકડા"ની યાચના: બારસેં પરણેતર ને સોળસેં કુંવારી નારીની એ ત્યાગ — સમયની આક્રંદભરી વેદના, પછવાડે ગુરુ ગોરખની વિલંબ થવાથી સાંભળવી પડતી બકવાણીના ચીપિયા-સોટા: એ સહુ ત્યાગ/-વૈરાગ્યની લોકકથા સોરઠ-ગુજરાત તો શું પણ ભારતના પ્રતિપ્રાતની પ્રજાને વૈરાગી રાગના પ્યાલા પાઈ જાય છે; ને કારુણ્યનું મેરુતુંગ શૃંગ તો ત્યારે આવે છે કે જ્યારે એ — વિછોડાએલી વિપ્રલબ્ધા, રુદનમય પ્રલાપમાં એના નાથને એની હારે લઇ જવાની વિનવણીઓ ને આરઝૂઓ જુવારે છે. ત્યાગી રાજવી ને વિરાગી વામાનો એ વલવલતો વિલાપ અનેક વિલાસી આત્માઓને ઘડી બે ઘડી તો વૈરાગ્યના સ્મશાન તરફ દોરી જાય છે. મોટા માંધાતાના સાબૂત આત્માને પણ ઓગાળી નાખે એવું એ ભજન છે." "સુધાંશુ" કૃત

—"રામસાગર"માં અલખ અને આરાધમાંથી"
પૃ: ૧૯.

"હાટમાં રૂવે હાટવાણીઆ,ચોરે રૂવે ચારણભાટ રે,
રાણીયું રૂવે રે રંગમોલમાં,દાસિયું રૂવે રે દરબાર — મું ને.
ગેરુમાં રંગ્યા રે છાયલ ધોતિયાં,પેર્યો ભગવો ભેખ રે:
ધૂણીપાણીની સેવા કરું રે જેવા વિધાતાના લેખ રે— મું ને."

"ભોગપરાયણ જિંદગાનીના પિંજરામાંથી છૂટવાનો એવો જ વૈરાગ્ય ભરથરીના રૂપમાં રાજા ગોપીચંદના નામ ઉપર છે:

"ઘણું લાખ માળવાનો રાજા,
ઘેલૂડી ગુજરાતનો રાજા: ગોપીચંદ જોગી બન્યા જી !"

.... ભરથરીની જેમ આ ગોપીચંદ પણ પટરાણી પિંગલા પાસે ભિક્ષા માગવા જાય છે. ને ભરથરી પિંગલા જેવી વડછડ બંને વચ્ચે થાય છે. પણ અહીં આ પછી તો ચાર જુગના જન્મસંબંધારાની સૂઝ ગોપીચંદને જાગે છે. એટએટલા જુગના પથસાથવારા ને જીવનસાથવારા,છતાં "રાણી! તમે આત્મ-વફાઇ ન વેંઢારી શકયાં" તેનો ઊંડો ઓરતો વ્યકત કરે છે.

"દિનકા સંભારો રાણી!પૂરવ જનમના"

...રાવણહથ્થાના મહરાઘેરા તાર જ્યારે જાગીને આ ભજન ઉપાડે છે ત્યારે તો શહેર-ગામડાંના કંઇક લોકના કામ કામને ઠેકાણે રહી જાય ને બધાં જ પોતાને ગોપીચંદ-પિંગલાના ક્યારાનાં ફૂલ - કલ્પીને છાનાંછાનાં બે આંસુડાં સંસારની આપદા-ભઠ્ઠી પર નાંખતાં જાય."

———"રામસાગર" પૃ: ૨૧

ભજનની ભાવસૃષ્ટિ આવી આત્મચિંતનથી,જ્ઞાન-વૈરાગ્યથી ને દુ:ખમયી અસાર સંસારલીલાના નિર્વેદથી સભર છે. માટે જ ભજન કઇ રીતે પ્રકટ્યું હશે એની એક કલ્પના "મકરંદ દવે" આમ કરે છે:

"ભજનની શરૂઆત આવી એક ભયંકર નિરાશાથી થાય છે. આ દુનિયાના સર્વ ભોગોની ક્ષણભંગુરતા દીવા જેવી દેખાઇ આવે છે. કોઇ અવિનાશી તત્ત્વના આધાર વિના માણસનું મન ગળકાં ખાય છે ત્યારે

"અનિત્યં, અસુખં લોકં ઇમામ્ પ્રાપ્ય ભજસ્વ મામ્" કહેતો કોઇ તારનારો અવાજ સંભળાય છે. નિત્ય વિલસતા સત્ય, શિવ કે સુંદરના – કિનારા ભણી માણસની મીટ મંડાય છે. બીજા હજાર પ્રલોભનો પડતાં મૂકી એક માત્ર એને જ પ્રાપ્ત કરવા પછી તે તીવ્ર વેગે ધસે છે"

~~ચરચાવાણી જેવી અનેકવિધ વાણીસ્વરૂપમાં વિલસતું કાવ્યરૂપ છે.~~

## ભજનનો શબ્દ

ભજનનો શબ્દ એ સાધારણ શબ્દ નથી. એ શબ્દ પણ ભક્તના જીવનમાંથી ચેતન મેળવીને જન્મ્યો છે. એટલે ભજન શબ્દવેધી બાણની ગરજ સારે છે. પ્રત્યેક ભાવને જીવીને જન્મેલો શબ્દ એ ભજનની વાસ્તવાનુભૂતિનું નિદર્શક છે. અનુભૂતિની તાજગી તો ભજનના પ્રત્યેક શબ્દમાં ફૂલની જેમ ફોરે છે. ભાવની સર્વાંગસુંદર અભિવ્યક્તિ તો શબ્દ જ કરે છે. એ રીતે ભજનમાં શબ્દનું સ્થાન વિચારવા જેવું છે. અલંકારોની વિલક્ષણ જમાવટ તો ભજનમાં અવળવાણી જેવું સ્વરૂપ જન્માવે છે. યુગયુગની અનુભૂતિ અને ભાવસંપત્તિનો ચિરંતન વારસો તો ભજનમાં વપરાયેલો શબ્દ ધરાવે છે એટલે જે પ્રતિપ્રતની ભજન સૃષ્ટિમાં યોગની પરિભાષાના શબ્દપર્યાયો ને પ્રતીકો કે કલ્પનો એક નવું જ પરિમાણ રજૂ કરે છે. પરિણામે, ભારતની ભજનપરિભાષા લગભગ સમગ્ર ભારતની જાણે એક જ હોય તેવી એવી લાગ્યા કરે છે. શબ્દની અભિધા, લક્ષણા ને વ્યંજનાશક્તિની ચરમ સિદ્ધિ તો ભજનમાં છે. શબ્દસિદ્ધિનું સાચું દર્શન જેમ પ્રત્યેક ઉત્તમ – કવિતામાં થયા કરે છે, તેમ ઉત્તમ ભજનમાં પણ થાય છે. ભજનને ઉત્તમ કાવ્યસ્વરૂપ તરીકે સ્થિર કરનાર જો કોઇ તત્ત્વ હોય તો તે – "બ્રહ્માનંદસહોદર" અક્ષરબ્રહ્મરૂપ શબ્દ છે. એટલે જ કહેવાયું છે ને કે

શબ્દબ્રહ્મણિ નિષ્ણાતઃ પરબ્રહ્માધિગચ્છતિ ।

એક કવિએ ભજનવાણી સંબંધે કહ્યું છે:

"ભજનની બાનીને પોતાનું પોતીકું સ્વરૂપ છે. લોકહૃદયનું એ બિરલ વ્યક્તિત્વવંતું કાવ્યસ્વરૂપ છે: એટલે એની બાનીનો પણ કડીબંધ ઇતિહાસ છે. બાનીની એ ભાતમકાને યે પોતાની કોટિઓ છે, લક્ષણો છે, શૈલી છે, ફિલસૂફી છે, ઢાળ છે, ઢાળનો લય છે, શક્તિ છે ને સમયના તાર છે. એને માથલે આળે આતમનો એકમેળ – તાર ને ગાયકના કંઠનો સ્વરતાર છે. એ બાનીમાં પ્રકૃતિ ને પુરુષના એકમેળ, જીવનની એકરસતા અને એકમયતા છે."

—સુધાંશુ "રામસાગર" પૃ: ૧૦

ભજનવાણી આમ આધ્યાત્મિક અનુભૂતિઓના નિર્મળ મનોહર – પ્રતિબિંબજેવી છે.

ભજનબાની પાછળ સતિયા સંત જનોનું સત તગતગતું શબ્દરૂપે ઝળહળે છે. ખરી રીતે તો "શબ્દ" એ અનુભૂતિનું જ પ્રતીક છે એટલે એ "શબ્દ" ભક્તહૃદયનો હોય કે કવિહૃદયનો સહોદર હોય પણ "શબ્દ"ની ઉપાસનામાં તો કવિ ને ભક્ત–ભજનકાર બન્ને એક જ સર્જકકોટિમાં આસન જમાવનાર છે. આથી જ ભક્તને પ્રથમ ભક્ત ગણવો કે પ્રથમ કવિ ગણવો એવા – પ્રશ્નભેદઅસ્થાને છે. ભેદ જો હોય તો તે કેવળ અવસ્થાભેદનો છે. એક સાધક અને સર્જક ઉભય છે; જ્યારે બીજો કેવળ સર્જક છે. અંતરતમ ચેતનાનાં ઊંડાણમાંથી પ્રકટતી શબ્દાવલિ જે લય સાધે છે એમાં અનુભૂતિ સાહજિક સ્વરૂપે જીવંત હોય છે.

ભજનનું સ્વરૂપ જીવ શિવનાં સંબંધ જેટલું સૂક્ષ્મ, વિવિધ અને ભવ્ય છે. વાયુ અને તેજના સાગર જેમ ભવના અને ભજનના યે સાગર છે. જીવ એ સૌનો સફરી છે. ભજનસાગર એ વીર, કરુણ ને શૃંગાર, શાન્ત ભયાનક ને અદ્ભુત, આદિ રસોના ઉલ્લાસથી ભરેલો છે. જીવ એનો "માણીગર મરજીવો" છે. પણ તેજ ને વાયુના સાગરનો યે સમ્રાટ જેમ અવકાશનો પારાવાર છે તેમ ભજનસાગરનો ચક્રવર્તી વિરાટ નિરંજન નિરાકાર પરમાત્મ-તત્ત્વ છે.

—ભવસાગરનો ઘડ્યો જીવ ભજનસાગરમાં તરતો થાય છે. પણ તેની સુરતા તો પેલા વિરાટને ઝંખતી રહે છે આ સુરતા ભજનાનંદ દ્વારા તેને રામરસનો અનુભવ કરાવે છે.[30] ૩૦.

અહીંયા ભજનમાં પ્રકટતાં જીવ-શિવના અદ્વૈતનું મહત્ત્વ પ્રાપ્ત થાય છે તો સમષ્ટિ માટે ભજન આમ સમૂહગત ગાન પણ છે. આવા સમૂહગાન માટે મળવાનો મહિમા માર્ગી પંથની ભજનવાણીમાં બહુ જ સ્પષ્ટપણે વ્યક્ત થયો છે. એમાં સામુદાયિક મિલનને માટે મળવું એ માટેનો પારિભાષિક શબ્દ છે: જામો, જમેલો, જમૈયો કે ગત્યગંગા:

"ગત્ય ને ગંગા ઊલટાં મારે આંગણે, અને તમે રે"જો "રેજો રૂડા ઘરમને - દિવાને"

"જ્ઞાન ને પુન્યનાં ફળ રૂડાં પામશો, કાળ મેલીને રમે મેલો રે હાં....
ગુરુની સંગતિયું તમે પરહરો, કરોને મેળો રૂડા સાધુ તેડો રે હાં....
નર ને નારી તો તરો." લીલમબાઈ

અને આ ગત્યગંગામાં તો: "નાહ્યા તે નિરમળ થયા, કૂંડિયા કિનારે બેસી રિયા

આ રીતે ગત્યગંગામાં સામૂહિક ભજનગાન માટે મળેલા સામાન્ય ને અસામાન્ય ભક્તજનો પાવન થાય છે. અહીં આપણને ભજનનો સામુદાયિક ગાન મહિમા કેટલો મુખ્ય હતો તેનો ખ્યાલ આવે છે.

ભક્ત તથા અવધૂતનું "અલખ જગાવવાનું સ્વપ્ન" ભજન છે. એ સ્વપ્ન "કશીક અદ્ભુત રસ ચમત્કૃતિથી"મંડિત છે. "કાવ્ય માગે છે કશીક અદ્ભુત રસચમત્કૃતિ" એ સુંદરમ્‌ના વિધાનમાં "કાવ્ય" ને બદલે ભજન શબ્દ મૂકી દઈએ તો અદ્ભુત રસચમત્કૃતિનો સાક્ષાત્કાર કરનારા લાખા-લોયણ, ભર્તૃહરી-ગોપીચંદ-પિંગલા, જેસલ-તોરલ, લીલમબાઈ, ગંગાસતી — જેવાં ભજનિકો કૃતાર્થ થાય છે. એમનું જીવન એક રસમય ભજન હતું એની પ્રતીતિ થશે.

---

૩૦. સરખાવો: કેશવજી પરમાર "રામસાગર" પ્રસ્તાવના પૃ: ૩૨.

ભજનનું પ્રાકટ્ય કેવું ભક્ત-કવિ ઝંખતો હોય છે એ ભક્તહૃદય ધરાવનાર કવિના નીચેના અવતરણમાં જણાશે.

" કાવ્ય માગે છે કશીક અદ્ભુત રસચમત્કૃતિ. તે ચમત્કૃતિ જેટલી તેના વસ્તુમાં – તત્ત્વમાં હોય તેટલી જ તેના અભિવ્યક્તિ રૂપમાં—— વાણીમાં, વાણીના અલંકારમાં, ગૂઢ ને સૂક્ષ્મ રીતે મુક્ત કરતા મધુર મોહક લયવાન શબ્દમાં પણ હોય. આમ કાવ્યને અવિરલાણ્ય જ્યાં જડો તો ત્યાં એક આહ્લાદક દ્યોતક અનુભવ થાય: કોઇ ગહનતાનો અને તેને પ્રગટ કરતા નિકટતમ શબ્દનો સૌંદર્યમય અને શક્તિમય અનુભવ થાય: કોઇક અલૌકિક સંનિધ્યનો ઇંગિત, અને ઇંગિત છતાંયે શાશ્વત અને – વિશ્વરૂપ, એવો સ્પર્શ થાય – એવી કવિતાનો અવતાર પ્રાગટ્ય હું ઝંખી રહ્યો છું. માગી રહ્યો છું..."  ———સુંદરમ્

"રામસાગર" પ્રસ્તાવના પૃ: ૩૫.

ભજનસર્જકોનું અંતર વિશ્વ:-

ભજનસર્જકોનું અંતર વિશ્વ કેટલું સૌંદર્યાન્વિત ને વિસ્મયભરી હશે, એ એમનાં ભજનો પરથી જાણી શકાય છે. સદોદિત પ્રકાશનું પર્વ એમની ભજનવાણી બની રહી છે. ભજનની વ્યાખ્યા ભજનસર્જકોના જીવનદર્શન વિના અધૂરી છે. એમના જીવનનો આછો નિર્દેશ જ આપણને મળે છે. પણ શાશ્વત ભજનવાણીને જ આપણે જો એમના અંતર જીવનનો બાહ્ય આવિષ્કાર કહીએ તો ભજનસર્જકોનું જીવનદર્શન કેટલું વિપુલ ને ગહન હતું તેનો ખ્યાલ આવશે. ધર્મસિદ્ધાંતોના કલ્પતરુને સાધનાજળે સીંચી સીંચીને અમરફળ જેવું ભજન એમણે જગતચરણ ધર્યું છે. કવિતા શું? કવિ કર્મ શું? એની લેશ પણ તમા આ ભજનસર્જકોએ રાખી નથી; છતાંયે શાશ્વત કવિતાનું સર્જન એમને હાથે નોંધાયું છે. સરળતા ને ઊર્ધ્વ જીવનભાવનાઓનો સમુચ્ચય કેટલીક ભજનવાણીમાં આપોઆપ સંયોગ સધાયો છે. કેવળ શબ્દના કસબી કારીગર તરીકે આપણે ભજનસર્જકોનાં મૂલ્યાંકન કરીશું તો ભૂલમાં પડીશું:

—કારણ શબ્દ એમના જીવનની સાથે સાથે વહ્યો છે. એમને આપણે પયગમ્બરી ઉદ્બોધકો કહીશું તો એમાં પણ તદ્દન યથાર્થ નહીં હોય, કારણ એ કોઇ સિદ્ધાંતના પ્રચારકો કરતાં બ્રહ્મદર્શનના આત્મમસ્ત વિરાગીઓ વધુ છે. એટલે જ શ્રી સુંદરમ્ કહે છે કે "ઊર્મિની જે ગહનતાઓ, સમર્પણની – પરાકાષ્ઠાઓ તથા જીવનતત્ત્વની પકડ આપણા પ્રાચીન કવિઓમાં..... છે તે આજના કવિ કે સાહિત્યકારમાં નથી."[31] એ પ્રાચીન ભક્તકવિઓ માટે સાવ સાચું છે.

ભજનસાહિત્ય ભક્તના આત્માનું નિવેદન છે.

"ભરપૂર ભાસે રે, બ્રહ્મજ્ઞાની કેમ ભટકે :
અનુભવ અજવાળું રે, આતમ દૃષ્ટિ કેમ અટકે.." —ધીરો

"આજ વડલો વરસ્યો સાચે મોતીએ" —જેસલ તોરલ

કે "અમર પિયાલા અમર ભરિયા ભાઇ" —રાવતરણસિંહ

ભજનિકોની કલ્પનાઓ પણ કેવી કેવી હોય છે!

"રાત અંધારી ચાંદો ચૂવે ચૂવે છે રે,
રાણી તમે કઠડે પધાર્યાં હોજી" —મેઘધારૂ

"જી રે સંતો.....ગગનમંડલમાં, એક બાલક બેઠો રે હોજી
ઇતો બાલક રૂપે સવાયો રે" —દેવાયત પંડિત

"ગાજે અંબર ને વરસે છે નીર રે" —સરમણ કાપડી.

આવી કલ્પનાઓ, અલંકારો ભજનવાણીમાં સર્વત્ર વેરાયેલા પડ્યા છે. જીવશિવભાવના પણ કેટકેટલાં રૂપકોથી ભજનિકોએ તાદૃશ કરી છે! લૌકિક ને આધ્યાત્મિક જીવનની કલાનું સર્વોચ્ચ શિખર પણ ભજનમાં છે.

---

૩૧. શ્રી સુંદરમ્, અર્વાચીન કવિતા પૃ: ૨૬૫.

"કર ગુજરાન ગરીબીમેં, મગરૂબી કીસ પર કરતા હૈ
ઊંચા હોકર બાંગ પુકારે, ઓ ક્યા સાહેબ બેરા હૈ.
કીડી કે પાઉંમેં નેપૂર બાજે, ઓભી સાહેબ સુનતા હૈ" કર ગુજરાન"–કબીર.

શ્રેષ્ઠ ભજનોમાં ઉત્તમ કાવ્યોની વાણી તેની સુભગતા, અર્થઘન અને મસ્તી હોવા ઘટે છે.

"પાયોજી મૈંને રામ રતન ધન પાયો" – મીરાં

"આદિ અખંડ અલખ નામસે.... નિરભય ગાયા.
સત નામકી શીર સેજમેં શબ્દ સુનાયા
ભવસાગર હે :૧: ભીડ, તાર તમ તીરે લાયા.
સદ્ગુરુ શબ્દ પ્રકાશ, કીયા મટીયા અંધિયારા"–લાલ સાહેબ.

"વાણી વાણી રે મારા સતગુરુની વાણી.
જીવતા પરણી લાવે મુવા ઘેર આણી
ખીલો દૂજે ને સેંસ વલોણે
સસરો પારણીયે ને વહુજી હીંચોળે" – ગોરખ

મનસા માલણી હો જી રે, ગોરખ જાગતા નર સેવીએ– ગોરખનાથ

"ભગતી કેરો મારગ રે, ફૂલો કેરી પાંખડી રે.
સુંઘે તેને સ્વાદ રે હાં ...... –જેઠીરામ

"મારા હરિજન પીઓ સમરસ વાણી રે હો...હો...જી"
–ભેરવનાથ પરી"

ભજન તો આમ અગમની વાત કરનારા છે:

" મેં તો જોયુ તખત પર જાગી ઝાલરી ઝણઝણ વાગી. ----
ગગનમંડળમાં ગોલોક માંહે, ઇનર રે સૂતો નિરધાર.
ત્રણ લોકની સેવા કરે, ગાય કબીર રણકાર" – ઝાલરી

"પ્યાલો મને પાયો રે ગુરુએ અતિ પ્રેમે કરી હો જી
પરિબ્રહ્મ ભાસ્યા રે અદ્વૈત સફળ ફળી હો જી ।"

આવી અનેક પંક્તિઓમાં ભજનનો રંગ પારખી શકાય છે. એ રંગ ફટકિયા મોતી જેવો ક્ષણમાં ઊપટે એવો નથી, પણ "અનંત જુગે રંગ—નહીં ઊપટે રે, વાણી ગાય છે સંત મૂળદાસ" એવો છે. એનો પાસ પૂરણ પ્રેમનો છે. ભજન જાણે "સોહમ્ શબ્દ"નો ગુજારો કરવા માટેનો મંત્ર છે:

"આ કાયામાં રતન અમૂલખ વસ્તુ ભરેલ માહે વણ તોલે
સોહમ્ શબ્દકા કર લે ગુજારા, મેં'રામ સદ્ગુરુ મોં હે બોલે."

કારણ, એમાં સાક્ષાત્ મે"રામ..અનંત સાગરરૂપ ..સદ્ગુરુનું વાણીવાળા છે. એવો જૂનો ધરમ ભજનમાં છે. "જૂના ધરમ લ્યો જાણી, મારા સંતો ! જૂના ધરમ લ્યો જાણી રે."

"ગુરુ ગણપત" જૂના ધરમ—મલાજામાં જ માનવ કલ્યાણ પેખે છે.

ભજનમાં ગુરુ મહિમા અપાર છે; એનું વર્ણન ફરી ફરીને આવે છે : ગુરુ વિશે ભજનમાં ઘણું લખાયું છે. એટલે એમ જ કોઇને લાગે કે ભજન એટલે ગુરુજ્ઞાનની આરાધવાણી.

"સદ્ગુરુ મળીએ શેષ ન સુધર્યો, વિમળ મળી નવ વાણી રે
કર્તો ગુરુજી જ્ઞાન વિનાના, કાં પાપી એ પ્રાણી મારા સંતો."

શું ભજન એટલે "આહલેકલહેરની તત્ત્વઘોષણા"?

"એવો આલમ રાજા હાલ્યો રે, છોડી દીધી કાયા—રાણી;
એવાં છેટાં છેડાં પડિયાં રે, નથી લીધાં અન્ન ને પાણી.
નાનાં હતાં તયે ભેગા રમતાં, એવી બાળપણની પ્રીત;
અજાણી ભોમમાં મેલ્યાં એકલાં, એવી તમારા ઘરની રીત.
એવો માયામાં લપટ્યો રે, ઊંડા જળે બૂડી મૂઓ હો જી."
—ધીરો.

આ ભજનમાં વચ્ચી સાંભળીને તો એમ જ લાગે. અવનિ ઉપર આત્માવતરણ ને પછી માયાલપટણ; નિધન પછી પંચભૂત દેહની સ્થિતિ, એનું અગનરાણી સાથે કન્ઠજલન એમ કાયાપૂતલીનું માયા સાથે વળગણ —

–કવીને છેવટ ભજનિક વૈરાગ્ય તરફ વળે છે.

આવાં ભજનો વાંચી આપણને એમ જ થઇ જાય કે ભજનમાં વેદાંતવિચારનું અતલ ભણતર એમાં શ્વાસોચ્છ્વાસ જેવું છે. એટલે કોઇને "આતમ–અદીઠા પરમ તેજતત્ત્વને નિવાસ કરવાનો જે જીવનમહેલ" તે ભજન એમ પણ લાગશે. અનુભૂત વેદાંતની જ્ઞાનકણિકાઓના તણખા ઝરતા હોય એવી ભજનપંક્તિઓ જીવણ, રવિદાસ, ભાણી, ભીમ, રોહીદાસ, હરજીભાટી, રતનદાસ, મેઘધાઈ, સરવણ કાપડી જેવા ભજન–ઉપાસકો–સર્જકોની – ભજનવાણીમાં લોકસાગરને તીરે તીરે ભાંગતી રાતે ઝગમગતી હોય છે. આત્મૈક્યની તદ્રૂપતા ભજનભાવમાં સધાય છે. પરિણામે ભજનોમાં લોકવાણી–નું પ્રગલ્ભમધુર અને છતાં અનુપમ સૌંદર્યથી મંડિત એવું એક નવું જ લાક્ષણિક રૂપ જોવા મળે છે.

આ રીતે આપણા દેશની સાહિત્યપરંપરામાં ભજનસ્વરૂપ મહત્ત્વના સ્થાનનું અધિકારી છે. મધ્યકાલમાં આપણી વિવિધ ભાષાઓમાં જે સાહિત્ય પ્રસર્યું તે બધાની પાછળ એક જ જાતની પ્રેરણા કામ કરી રહી હતી–એમ કહીએ તો ખોટું નથી. આ દૃષ્ટિએ ભક્તિભાવનું વિપુલ સાહિત્ય ખેડાયું છે. પરિણામે દેશની સંસ્કૃતિ આત્મધારણા માટે–પોતાની જાતને ટકાવી રાખવા માટે મથતી હતી. તેમાં એને તત્ત્વના ઊંડા અવલોકનનો કઇંક કઠણ માર્ગ લેવાનું ભાગ્યે પોસાય. ભક્તિનો એણે આશ્રય લીધો. એટલે આપણા મધ્યકાલીન ગુજરાતી ભજનોમાં ધાર્મિક તત્ત્વદર્શનના – સિધ્ધાંતોની મૂલાવગાહી ચર્ચા નિકષ જેવું બહુ ઓછું છે. એમાં મનનશક્તિ કરતાં હૃદયશક્તિને અસર કરવાની માતબર સમૃધ્ધિ છે. આમ અનેક સંતો, ભજનિકો, કીર્તનકારો એ ભક્તિધારાને વેગ આપી રહ્યા.[32] ~~૩૨~~.

ભજનની વ્યાખ્યામાં ભક્તિને કેંદ્રસ્થાને ગણીયે તો સમગ્ર મધ્યકાળમાં એક જ સંસ્કૃતિ–આત્મા હિંદીમાં કબીર, સૂર અને–

૩૨. સરખાવો: શ્રી ઉમાશંકર જોશી – 'સમસંવેદન' પૃ: ૬૬

–તુલસીદાસ: તો મરાઠીમાં જ્ઞાનેશ્વર, નામદેવ અને તુકારામ –બંગાળમાં વિદ્યાપતિ, ચંડિદાસ ને ચૈતન્ય: તો ગુજરાતીમાં નરસિંહ, મીરાં ને – અખો એમ અનેક કંઇ ગાઇ રહેલો જોવા મળે છે. ૩૩.

આમ "હિંદની મધ્યકાલીન સંસ્કૃતિના ઇતિહાસનું એક અગત્યનું પૃષ્ઠ છે" ——ભજનો.

ભજનની વ્યાખ્યાનો પણ થોડોક પ્રયત્ન કરી શકાય એમ છે. "ભજન એ અનંતની અનુભૂતિનું વૈવિધ્યમય ફળ છે. અને વૈવિધ્ય પણ એટલું અનંત છે કે તે આખરે તો નિર્વ્યાખ્યેય બની રહે છે." ૩૪. અને એટલે જ અન્ય ભજનિક કહે છે. "એની એ કાવ્યકોટિમાં આરાધવાણી ને – આગમવાણી, તત્ત્વજ્ઞાનની અગમનિગમ વાણી ને આત્મલક્ષિત્વની વાણી, જ્ઞાનપ્રજ્ઞાની ભક્તિવાણી ને નીભર જનઅંતરને ઝબોળીને સન્માર્ગે ચડાવનારી ચાબખાવાણી, કાયાના ઘડનારાને પામવાની ને પેખવાની અવળવાણી, દેહ–દેહીને ઓળખવાની રૂપકવાણી ને વૈભવ–વિલાસ ત્યાગની વૈરાગ્યવાણી, હરિનામના હુમરા ને ઠોરની વાણી, પીર પયગમ્બરના પ્રેમરૂપની – પરચાવાણી ને પહાડોને બિરદાવનારી ગિરનારી વાણી ને અલખનિરંજનને આર્દ્ર સૂરનાદે જગાડનારી કરુણાવાણી વગેરે વિવિધવર્ણી વાણી છે." ૩૫.
આમ ભજન એ આગમવાણી, ભક્તિવાણી, ચાબખાવાણી, અવળવાણી, – રૂપકવાણી, વૈરાગ્યવાણી, પરચાવાણી, જેવી અનેકવિધ વાણીસ્વરૂપમાં વિલસતું કાવ્યરૂપ છે.

---

૩૩. સરખાવો: શ્રી ઉમાશંકર જોશી —— 'સમસંવેદન' પૃ: ૬૭.
૩૪. રતિલાલ છાયા : ચર્ચારૂપિ:
૩૫. 'રામસાગર' પૃ: ૧૧